# उषाहरण नाटकनां गायनो.

મોરબી આર્યસુબોધ નાટક મંડળીને માટે

બનાવનાર,

## वाघजी आशाराम ओझा.

મોરબી ઈ. સ્કૂ. ફ. આ. માસ્તર.

### ગીતી.

તનયાનું હિત ત્યાગી, નિજ હિત જેહ જનક દિલ ચ્હાશેરે;
બનવાનું તે બનશે, પશ્ચાત્તાપ પિતાને થાશેરે.—
વિસારી નિજ ઉપકારી, અપકારી જે થાશે કરનારી;
તે નિજ સુખ પરવારી, પ્રગટ પોતથી પડતાંના ભારી.

## અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીં૦ ઍન્ડ જ૦
એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૩ આના.

૧૯૨૭

# उषाहरण नाटकनां गायनो.

મોરબી આર્યસુબોધ નાટક મંડળીને માટે

બનાવનાર,


## वाघजी आशाराम ओझा.

મોરબી. ઈ. સ્કૂ. ફ. આ. માસ્તર.


ગીતી.

તનયાનું હિત ત્યાગી, નિજ હિત જેહ જનક દિલ ચ્હાશેરે;
બનવાનું તે બનશે, પશ્ચાત્તાપ પિતાને થાશેરે.—
વિસારી નિજ ઉપકારી, અપકારી જે થાશે કરનારી;
તે નિજ સુખ પરવારી, પ્રગટ ખોલશે પડતીની બારી.


અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીં૦ એન્ડ જ૦
એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૩ આના.

# પ્રસ્તાવના તથા અર્પણપત્ર.

---

હે આર્યસદ્ગૃહસ્થો! જે ઉદારાત્માઓ પરદુખે દુખી થાયછે, જેઓ પરહિત એ પોતાનું હિત સમજેછે, જેઓનાં સારા સાર વિચારજ્ઞ દિલ સદા નિર્વૈરેમીછે; જે મિત્રોની મિત્ર પ્રત્યે નિષ્કપટ પ્રિતિછે, જેના હ્રદયમાં દયા, ક્ષમા, ધતિ, શાંતિ, આત્મજ્ઞાન, શિયળવ્રત, અહિંસાધર્મ, સરજનહાર પરનિષ્ટા, ને સદાચાર રૂપી દ્રઢભક્તિએ વાસ કર્યોછે, જેઓમાં સ્વદેશાભિમાન રહેલુંછે, જેઓ વિદ્યા, કળા, ન્યાય, સુખ સંપત્તિની વૃદ્ધિ દેશમાં ઇચ્છે છે, જેઓ માતાઓને દેશોન્નતિનું મુખ્ય સાધન સમજી તેમને વિદ્યામૃત પાન કરાવવા અહર્નિશ અભિરૂચી ધરાવેછે જે વિદ્વાનો વિદ્યાનું અનુપમ સુખ પોતે લઇ બીજાને આપી તેનું સાર્થક સમજેછે, જેઓની પોતાના ભૂપાલ પ્રત્યે ખરી પ્રજાધર્મથી ભક્તિછે, તે સર્વને ઘણીજ નમ્રતા અને પ્રેમપૂર્વક આ લઘુપુસ્તક હું અર્પણ કરૂંછું.

હે આર્યવર્તો ઉષાહરણ આખ્યાન દેશપ્રસિદ્ધ છે, તેમાં બીજા રસની અંદર શૃંગારરસ પ્રધાનછે તેનો હેતુ પણ

નિતિ ઉપરજછે એમ સમજશો, કારણ કે દૈવેચ્છાથી નિર્મિત થએલું દંપતિ એટલે પતિ પત્નિનું જે જોડું તેના પ્રેમની અંદરજ તે શૃંગારની હદછે.

આ અલ્પમતિ ગ્રંથકર્તાની આ વખતે એક વિનતિછે કે આ લઘુપુસ્તકમાં ગાયનોની અંદરે જે ભુલચુક દ્રષ્ટિએ આવે, તે સુધારાને વાંચશો, તથા તેને માટે માફી આપી સર્વ સદગૃહસ્થો સુચના કરશો કે તે પ્રમાણે બીજી આવૃતિમાં તે સુધારો કરી લેશે.

વા. આ. ઓ.



# ઉષાહરણ નાટકનાં ગાયનો.

## મંગળા ચરણ.

### શંકર સ્તુતિ.

સુત્રધાર આવછે.

ગીતી.

મંગળમુર્તિ શંભો, ચરિત્ર અદ્ભુત કરતા ત્રિપુરારી;
વરભકતોને આપી, ક્રિડાવિભુ સાથ કરો ભારી.

રાગ સોરઠ.

(રામચંદ્ર રઘુવીર જય જય રામચંદ્ર રઘુવીર. એ ચાલ)

શૂલપાણી શિવરાય, જય જય શૂલપાણી શિવરાય;
વિભુતિ લેપન અર્ચિત અંગે, શંકર કરહુ સહાય જય.
વંદુ વિશ્વપતિ વિષ ધરહે, ભોળાનાથકે પાય. જય.
સ્તવન કરત હે નાટક પાત્રો, શુભમતિ દે બવરાય. જય.



# પ્રવેશ ૧ લો.

## સ્થળ શોણિતપુર.

બાણાસુર.—(અપુત્ર હોવાને લીધે સચિંતમુદ્રાથી શંકર આરાધના કરેછે.)

### ગજલ રાગ સોરઠની.

(ગૈ એક બએક હેવા પલટના એ ચાલ.)

પુત્રપારણું હે પિતા હવે, જો બંધાવતો જીવ રાખવો; ટેક.
રાખી ધૂર્જટિ ઉમા માં રતી, કોપી કેમ કટાક્ષ કરી મતી;
વંધ્યાપ્રિયા મારી હું વાંઝીઓ, શિવશાને આ બોલ સાંખવો. પુત્ર.
કૃપા લહેર કીધી ઊમાપતિ, કીધો શોણિતપુરાધિ પતિ;
ગૃહશૂન્ય રાખ્યો અસંતતિ, એ દુખાબ્ધિ ક્યાં જઇ દાખવો. પુ.
મુજ મૂખપ્રાતઃમાં નકી, નવ ચાંડાલ જોતા તે થકી;
આ અનિર્વાચ્ય ક્યાં કહું કથા, ભિદભોળા તુજપાસ ભાખવો. પુ.
(પ્રધાન પ્રત્યે.)
હે પ્રધાના સાચુ આ રાજરે, તપ આદરૂં જઇ આજરે;
સિદ્ધ થાશે નાંહિ જો કાજ તો, નેહરાજ દેહનો નાંખવો. પુત્ર

### ગીતી.

પુત્ર વગરનું જીવું, મૃત્યુ તેથી અધીકછે સારૂં;
શંકરછે મુજ ત્રાતા, તેને જઇ હું સજીવ સંભારૂં.

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ કૈલાસ.

સુત્રધાર—(શંકર સમાધી સ્થિતછે તે વિષે ગાયછે.)

ગીતી.

શંકર થઈ સમાધી, હરી ધ્યાનમાં બેઠા ત્રિપુરારી;
પાંચ ઘડીમાં પ્રગટી, આતુરતા તવ શંકરને ભારી.

શંકર— (પોતાના ગણનંદી તથા ભ્રંગી પ્રત્યે.)

ગીતી.

નંદી ભ્રંગી ચાલો, કરો તમે સૌ સત્વર તૈયારી;
ભક્ત મુજ દુઃખ પામે, વરદેવા વિચરૂં હું દિલધારી.

નંદી તથા ભ્રંગી.— (સાથે નાચતાં કુદતાં ગાયછે.)

ભાંગકા ઘુંટા, આકકા પાન,
ધગાયા દમ, હુવે મસ્તાન.—અગડ બંબં શંભુ. (૨)
ચઢએ તો પૃથ્વી તે લેવે, ત્રિલોકીકા રાજ;
ચૌદ ચોકડી ચપટાંમેં દેવે, એસે ભોળે રાજ. અગડ. ૩

બાણાસુર.—(શંકર વરંબ્રુહિ વરંબ્રુહિ) કહેછે ત્યારે સમાધીમાંથી
ઉત્થાન થઈ શંકરની સ્તુતિ કરેછે.)

લાવણી. શંકર સ્તુતિ.

(લાજ તું રખલે ભવાની. એ રાગ).

ધુર્જટી માગું સહાય તેરી, અરજ તું સુનલે શિવ મેરી. ટેક
કૃપા કર ચંદ્રમૌલી મેરા, ભરૂંસા હે ભોલા તેરા; ધુ.

પંચ વદન ત્રય નેન બિરાજીત, ગંગાધર શિવ રૂપ,
નામ અલંકૃત નાગ ચર્મધર, જય કૈલાસી ભૂપ,
કૃપા કર જંગલકા લેહેરી, અરજ તું સુનલે શિવ મેરી; ધ્રુ.
વિશ્વનાથ વિશ્વંભર વ્યાપક, સચરાચર ચીદ રૂપ,
રૂદ્ર શંકરા અગણિત નામી, અનાદિ સિદ્ધ અનૂપ,
ગરલ તેં પાન કીયા ઝેરી, અરજ તું સુનલે શિવ મેરી; ધ્રુ.
શોણિતપુરકા ભૂપ બનાયા, રિધસિધકા નહીં પાર,
પૂત્ર પ્રસવ ગૃહ દિન નવ દેખા, ક્યા કરનાં કીરતાર,
અવધ અબ આય પહુંચી મેરી, અરજ તું સુનલે શિવ મેરી; ધ્રુ.
પુત્ર વગર મમ પ્રાણ ત્યાગને, આયા હું ઇસકાજ,
હે ભોલા જો નહીં દે લડકા, શીશ ચડાઊં આજ;
બિનંતિ કરૂં ફેર ફેરી, અરજ તું સુનલે શીવ મેરી. ધ્રુ.
બહુ તેરે ભંડાર ભરેહે, નહીં ખુટેગી ખાન,
એક લડકેકા એહી દાસકું, દેદે ભોલા દાન,
બજાદે નાદ વરદ ભેરી, અરજ તું સુનલે શીવ મેરી; ધ્રુ.

શંકર.—(બાણાસુર પ્રત્યે)

રાગ ઉપરનો.

અરે બે બેટા બાણાસુરા, તું મગતા વરદાન,
નહીં લલાટે લખીયા લડકા, ક્યા દેઊં તુજકું દાન,
ચલાજા નિજ સ્થાને ફેરી, અરજ બર આવે નહીં તેરી.

ઉમા.—(બાણાસુરની અતિ આર્જવતાથી પુત્રિનું વરદાન આપે છે.)

પુત્રિકાવર દેતી તુઝકું, જા કર બેટા મોજ,
એહી પાત્ર તેં સેજા ગૃહપે, કરનાં ઉસમેં ખોજ,
મિલેગી દુહિતા તવ તેરી, યતન કર હે પુત્રિ મેરી.

શંકર.—(બાણાસુરે જ્યારે શિવ પાસે લડવા વાળો માગ્યો ત્યારે કોપાયમાન થઈને)

ગીતી.

અસુર તવ પુત્રિનો, લડનારો મળશે જા અઘહારી,
સહસ્ર કર તુજ છેદી, શિક્ષા તુજને કરશે તે સારી.

---

# પ્રવેશ ૪ થો.

**સ્થળ શોણીતપુરનું વન.**

નારદમુનિ—(ક્યાં જવું તેનો વિચાર કરતા ગાય છે)

રાગ આશાગોડી.

ગોવિંદના ગુણગાઓ, જનમ ધરી ગોવિંદના ગુણગાઓ, ટેક
કાલનો ક્ષેપ કરો કીરતનથી મોજના ઝઘડા મચાઓ; જનમ.
સકલસ્થાને તમે વિચારો વેગે, જઈ કિરતન સંભળાઓ; જ૦
ગોવિંદ ગોતીત, ગુણ વિરક્ત, ગાઈ કૃતારથ થાઓ, જનમ.
ગોવિંદ ભુલે તો યાદ કરાવો, તે ધામ પ્રત્યે ધાઓ; જનમ.

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ ઉષાનો મહેલ-શોણીતપુર.**

નારદમુની—(ઉષાના મહેલમાં આકાશ માર્ગે પ્રવેશ કરી

(ચિત્ર લેહાપ્રતે તેને પૂર્વ જન્મનું જ્ઞાન કરી આપેછે.)

ગીતી.

પૂર્વે પિતા વિરોધી, આજ્ઞા ભંગ કરીછે તેં આપ.
તેથી દાનવ કુલમાં, જનમી, આપ્યો ચિત્રરથે આપ.
વળી આપ્યું વર બ્રહ્મા, કરી વિધાતા નિજ પુત્રિ સ્થાપી.
ઇશે અમ્મર કીધી, ત્રિલોક ગમની વિદ્યા વર આપી.
વળતી તેં પણ આપ્યો, આપપિતાને કોપીને ભારી.
તે કોભાંડજ જનમ્યો, સ્મરણ કરી લે આ અંતરધારી.

ઉષા—(નારદમુનિ વિદાય થયા પછી પોતાની માતુશ્રી ઉમાની સ્તુતિ કરેછે)

રાગ જોગ આશા.

( આંનંદી આનંદ કરલે ભવાની એ ચાલ )

પ્રારથું પ્રારથું માતુહે મારી, આરે પુત્રિ ઉષા કેમ તેં વિસારી
પ્રારથું. ટેક
સ્વામિ સંપોગ સદ્ય કરાવો, યુવા અવસ્થાછે માતુહે મારી,
પ્રારથું.
આરે ઉષાને અસુરને સોપી,શુંરે સુઝયું પિતા વહાલ વિદારી,
પ્રારથું.
તમારા વચન પર રહી વિશ્વાસે, આમાળ ધામછે અતી દુખ
કારી, પ્રારથું.

( ફરી ચિત્ર લેહાપ્રતે કામાગ્નિ સંતપ્ત થઇને )

## લાવણી.

( અધબીચ મોહોબત તોડી, બેદરદી દીવાના. એ રાગ )

ઉષા—સખી ચિત્રલેહા, સખી ચિત્રલેહા, મુને નથી ગમ
તું આ ધામ,
જો પુછ્યા અવસ્થા માહરી, નહીં જાયે તે આ ઠામ, સખી.
મુને મેળવ સ્વામિ, મુને મેળવ સ્વામિ, દુખપ્રથમ ભાંગતું મારૂં
તો પછી સહીયર માહરી, નકી દુખ ભાંગીશ હું તારૂં સખી.
ચિત્રલેહા—છે કઠીન દશા, છે કઠીન દશા, આપણુ બે
ઉની તું જોય,
તુજ દુખ ટાળું બેનડી, જો ઉપાય અહીં કંઈ હોય. છે કઠીન.
તુજ બાણુવેરી, તુજ બાણુવેરી, કૌબાંડ વેરી છે મારો,
નાંખ્યાં આ માળીયા વિષે, જ્યાં એકે નમળે આરો. છે કઠીન
ઉષા—શુંસુ ચિત્રલેહા, શુંસુ ચિત્રલેહા, તુંને મેત્ર દેહીલું
માનું, જોબન અહીંયાં ક્યમ જશે, પતિ વગર રેહેવું છાનું. સખી
ચિત્રલેહા.
શીત ચંદરશ્મી, શીત ચંદરશ્મી, તે ભસ્મ કરે મુજ દેહી;
આ પુષ્પમાલ તરવારેછે. થાશે હાસ્ય વાતે વિદેહી. સખી.
ચિત્રલેહા—સખી ધૈર્ય રાખ, સખી ધૈર્ય રાખ, શીદ ઉપજાવે
છે ઉચાટ;
પતિ વિરહ તુજ ભાંગશે, માનુ ઉમા ઘડીને ઘાટ. સખી.
લે કમળ પત્ર, આ કમલ પત્ર, આ ચંદન શીત ઉપચારે,
જમાડ શાંતિ તો થશે, રતુ હેમંતનો આચાર. સખી.
(ચિત્રલેહા આપે છે ને તે જમાડ્યા પછી)

**ઉષા**—અતી પ્રચંડ ગ્રીષ્મ, અતી પ્રચંડ ગ્રીષ્મ, ઋતુ અગ્નિ
ની વરતાય.
ઉપાય તું નથી જાણતી, એની શીદને સતાવે કાય. સખી.
આ કટી મેખળા કટી મેખળા, રસી બાંધીછે કટીએ.
કર કંકન કરમાં છે કડી, નેપુરથી તનમાં ઘટીએ. સખી.
આ જરી ઓઢણી જરી ઓઢણી, લપેટી તેં મુજ અંગ,
તે સુંદરતાએ કર્યો, તન વસ્ત્ર રહિત અનંગ, સખી.

**ચિત્રલેહા**—(ઉષા પીયુ પીયુ એ ઝંખના કરતી નિદ્રાવશ
થઈ ગઈ ત્યારે ચીંતાતુર થઇ સ્વગત)

રાગ પીલુ બરવો.

(જુઠું જુઠું જીવત ખરૂ જાણ માં રે, ખરૂં તું જાણ માં રે)
એ રાગ.

મારી ઊષા વ્યાકુળ હું તે શું કરૂં રે, પ્રભુ હું શું કરૂં રે.
મારી ઉષા એ ટેક.
જોબન વયમાં છે એ નારી, કામ પ્રભાવ દીસે તન ભારી.
એમાં મતિન ચાલે મારી, શું હું આચરૂંરે. મારી ઉષા.
જ્ઞાન વાતમાં વૃતિ ન એની, વિલાસથી ભરપુર એ બેની,
પ્રભુ કામ ખબરલો એની, તમને સાકરૂંરે. મારી ઉષા.
જ્યારે તેના ઉરપર જોતી, સોળકળા પ્રગટીછે જ્યોતિ,
કેમ આ બાળાને શાંતિ,નથી હું જાણતીરે. મારી ઉષા.
સંકટના દિન એ સંગાથે, ગુજારવા મારે પણ સાથે,
ઉઠે વિરહ વધેછે રાતે, પીયુ સંભારતીરે. મારી ઉષા.

**ઉષા**—( નિદ્રામાંથી એકદમ જાગૃત થઇને )

ગજલ (ઈંદ્રસભામાં ચાલતા રાગની)

આમશુંરે ચાલ્યા જાઓ, કોપ કરીને નાથ;
હમણાં ઉભો થઇને રાખ્યું, અંગે ભીડી બાથ;
વચન વિરૂદ્ધ શું હું બોલી, તરછોડીને જાઓ,
હાંસી નાથ કરો ન હવે, વેગે અત્રે આવો,
ચુંબન જરા કીધું ન કીધું, ગયારે હાથ મરડી;
પાનબીડી લીધી ન લીધી, શી આ કમ કરણી,
દોડ દોડ ચિત્રલેહા, દોડ આણીવાર.
જાયછે રીસાઈ મારા, હૈયા કેરો હાર;
શુણુરે સખી ચતુર મારી, શોધી કાઢ જાણ;
પ્રાણનાથ જતાં મારો; જશે હમણાં પ્રાણ.

ચિત્રલેહા (ઉષાને વ્યાકુળ જોઇને)

પદ.

(નાથકેસે ગજકો બંધ છુડાયો એ રાગ.)

કેમ બ્રમિત થઈ બેની મારી. એ ટેક.
ઉષા આરે દશા શી તારી. કેમ બ્રમિત.
આકુળ વ્યાકુળ તુજને હું દેખું, સ્થિરતા નથી ક્ષણવારી,
કેહેરે સ્વપનમાં શુંરે બન્યું છે, કેમ આમ નેત્રમાં વારી. કેમ બ્રમિત.

ઉષા— (ત્યારે પુરી જાગૃત થઇ શુદ્ધિમાં સરોષ ચિત્ર લેહા પ્રત્યે)

ગજલ.

રાગ (ઈંદ્રસભામાં ગવાતી ચાલતી ગજલનો)

અરે દુષ્ટ ચિત્રલેહા, કૃત્ય શું તેં કીધું,
મુજને તે જમાડી સુધા, મુખથી હરી લીધું.

ચિત્રલેહા— રાગઉપરનો.

એછે સ્વપન ભ્રમણા બેની, સાચું નહીં પ્રમાણ
રટણ પીયુનું કરતી સુતી, કંથ દીઠો જાણ.

ઉષા— રાગ ઉપરનો.

નહોય શું રે સજની મારી, હુંતો જાણે પરણી,
વાતનો વિલાસ કરતાં, કીધી આવી કરણી.

(હજુ એજ ભ્રમણામાં)

પ્રાણનાથ બહાર આવો, જો સંતાયાહો;
પતિવ્રતા નાર હુંધું, વેહેમ કંઈ નલો.

ચિત્રલેહા,— બરવાની ગજલ.

(આતા નહી બજારપે, ઝોલા ઈજારાબંધ, એ ચાલ.)

સ્વસ્થ બેની થાતું ઉષા, સ્વપન એ જંજાળ; ટેક.
સ્વપન સૃષ્ટિછે વિચિત્ર, સ્વપન ઈંદ્રજાળ. સ્વસ્થ.
લાભ પીયુનો ન થાએ, ઉલટો થાએ ક્લેશ,
મુકોદે એ વાત બેની, શું કહું વિશેષ. સ્વસ્થ.

(વળી ક્ષણવાર વિચાર કરીને.)

ગીતી.

રએ ઉમા વરદાને, સ્વામી એનો સ્વપનામાં આવ્યો,
તે વિણ આમ જણાયે, પુરૂષ આવો સ્વપનામાં ભાવ્યો.

ઉષા— ગજલ.

(રાગ ઉપરની ગજલનો, ચાલતો.)

શુણરે સખી ચતુર મારી, વાત એજ જાણ;
હાજર એને કરતું હવે, નીકર જાય પ્રાણ;

ચિત્રલેહા— રાગસદર.

સ્વપન પતી ક્યાથી લાવું, કહેરે રાજબાળ,
એ વિચિત્રતા વિશેહું, શું કરૂં વિચાર;
નામ ઠામ શુંછે એનું, કોણ એનું ગામ,
તે તું પ્રથમ કહેરે મુંને, તો હું બીડું હામ;

ઉષા— રાગ સદર.

નામ ઠામ કાંઈ ન જાણું, વળી ન જાણું ગામ
એક આકૃતિ હું જાણું, સકળ રૂપનું ધામ.

ચિત્રલેહા— રાગ સદર.

શી રીતે હું લાવી આપું, રૂપ એકતું જાણ;
એની એતો નાંહી બને, કહુંછું તે તું માન.

ઉષા— રાગ ઝીંઝોટી.

(સુરજ સામી પનીયાં ન જાઉ એ રાગ.)

સખીરે મોરી ચિત્રલેહા, તુજ વિણકોણ લાવે મારા પ્રાણ.સ. ટેક
માતપિતાછે દુશમન મારાંરે,માથુંરે મારૂં ખોળે તારે સખીજાણ, સ.
અમૃત કરથી ગયું છે ઢોળાઇ, પીતાંવાર લાગો પરમાણ, સ

ચિત્રલેહા— ગીતી.

કાઢું ચિત્રકાગળમાં, તેમાંથી પારખજે તુજ સ્વામી,
તો તે આધારે હું, જઇને લાવિશ બનતો શ્રમપામી.

ઉષા— ગીતી.

તું કાઢે છબી કાગા, પણ હું પરખું તે વાંધામાંથી,

બતાવ મુજને એની, કરૂં પરીક્ષા તન દરશાયાથી,

ઉષા.—(જ્યારે ચિત્રલેહાએ ઉદ્ધવજી અક્રુર કૃતવર્મા ઇત્યાદિ
વૃદ્ધનાં ચિત્ર આળેખી આપવા માંડ્યાં ત્યારે)

રાગ ઈંદ્રસભામાં ગવાતી ઢબની ગજલનો.

આને આવ્યાં પળી માથે, આછે વૃદ્ધ છેક;
આની ત્વચા ખળભળી છે, રાખ કંઈ વિવેક;
પણ આ સભા માંહે મારો, સ્વામિ સોહે સાર;
આ સહુ એના મુરબ્બી, આવે એ વીચાર;

(કૃષ્ણચંદ્રનું ચિત્ર કાઢી આપ્યું ત્યારે)

રાગ ઉપરનો.

આવી છબી આવું મુખ, આવો કટી લંક;
આવું રૂપ એહનું છે, આવી મુછે વંક;
પણ તફાવત એટલો છે, આછે વર્ણશ્યામ;
ગૌરવર્ણ સ્વામી મારા જાણું નહીં નામ.

(પ્રદ્યુમનનું ચિત્ર આપ્યું ત્યારે તે જોઇ)

રાગ ઉપરનો.

મહા મનોહર કાઢી છબી, એમાં નથી ફેર;
એક ઉમર મોટી આનો જાણું એવી પેર;
પણ સ્વએને એજ હોયે, થઇછે કાંઇક વાર;
અંગ એનું કોમળ વધે, વાયુને આધાર.

(પછી છેવટ અનિરૂદ્ધનું ચિત્ર કાઢી આપ્યું, ત્યારે તે ઉર સાથે દાબીને)

રાગ ( દીપચંદી. )

આછે મારો પ્રાણ, બેની આછે મારો પ્રાણ,
ચિત ચોરી ચાલ્યો ગયો, આછે મારો પ્રાણ; આછે.
કેવી છબી કેવું મુખ, કેવા જોની કેશ,
કેવી કાંન્તિ પ્રભા એની, ઉભો બાળે વેશ; આછે.
સકોમળ સ્વામી તમે, સકોમળ કાય,
મારો આ કઠોર હાથ, રખે લાગ્યો ઘાય; આછે.
કૃપા કરી આવો પાસે, ગ્રહો મારો હાથ;
બાણ પુત્રી બાણ મારી, કહાં ગયા નાથ. આછે.

રાગ ચાલતો ગજલનો.

તેહ વખત નાશી ગયા, પ્રગટ કરી તાપ;
પણ પીયુજી જાવાહવે, દેશે નહી આપ.

ચિત્રલેહા ( ઉષાને બેભાન થતી જોઇ ચિત્રલેહા કહેછે )

રાગ ઉપરનો.

અરે હે બેની ઊષામારી, ફરીને ભ્રમણા માંય;
કેમ બપટતી દીસેછે, એછે ચિત્રકાય;
તુજ પતિછે દ્વારિકામાં, શયનગૃહની માંય,
અયુત એકાદશછે યોજન, કેમ આવે આંહ.
કઠીનચક્ર કૃષ્ણનું તે, ફરેછે આઠ જામ;
કાળમુખમાં જવાને, કોણ બીડે હામ.

ઉષા— રાગ સદર.

કાળ મૂંખમા જવાને, અહીં હું બીડું હામ;
પ્રાણનાથ જતાં તજું, પ્રાણ હું આ ઠામ;

તુજ વિના તે કામ એની, કોણજ કરશે અન્ય;
માતપિતા સરવ મારૂં, તુંછે મારૂ ધન.

ચિત્રલેહા (છેવટ જવા તૈયાર થઇને ઉષા પ્રત્યે)

**રાગ ઉપરનો.**

સંભાળીને રેહેજે ઉષા, આ એકાંત ધામ;
તુજ પિયુને જાઉ લેવા, કરવું મારે કામ.

ઉષા—
એહુછો સ્વરૂપવાન, માટે સ્નેહ માંય;
એહને લઇને રજે, તું વિદાય થાય.

---

# પ્રવેંશ ૬ ઠો.

## સ્થળ. દ્વારાંમતિ.

ચિત્રલેહા (ગોમતીને તીરે દ્વારિકા નગરીની શોભા દુરથી
જોઇ સ્વગત ગાયછે)

**રાગ આશાનુ પદ.**

કૃષ્ણ ચંદ્રની આ દ્વારિકાં પૂરી વિશાળ-એ ટેક.
મંદીર કળશધ્વજ કનક હવેલી, શોભીતછે સમમાળ. કૃષ્ણ ચંદ્રની.
પ્રવેશ તેમાં કરવો છે દુર્લભ, સુદર્શનછે વિકાળ. કૃષ્ણ ચંદ્રની.
પુરમાં પ્રવેશી રાજપુત્રની, ચોરી તે કરવી આવાર. કૃષ્ણ ચંદ્ર.
નારદમુનીનું સ્તવન કરૂં હવે, વિઘ્નપડયું આ બાળ. કૃષ્ણ ચંદ્ર.

રાગ ઝીંઝોટી-દાદેરો.

યાદકરૂં, યાદકરૂં, યાદકરૂંરે, કમળાજીકુમાર આવો,યાદકરૂંરે એ ટેક.

નમન નારદજી તમારૂં, ધ્યાન ધરૂંરે. કમલજી.

કૃષ્ણ ચક્ર વિકટ કેમ, પારકરૂંરે. કમલજી.

આપે મુને વચન આપ્યું, કરશો પારૂંરે. કમલજી.

દ્વારિકામાં કેમ પ્રવેશું. દિલમાં ડરૂંરે. કમલજી.

**નારદમુનિ** (હસ્તમાં વીણાસહીત ગાયન કરતા આવી પહોચેછે)

રાગ બરવાની ઠુમરી.

મોજકરો, મનમોજકરો. મસ્તાન ફીરો, મનમોજકરોરે એ ટેક.

ભજન ઘડી એક મુખથી ન ભાંગો, દેશ વિદેશ વિશે વિચરોરે. મોજકરો.

કૃષ્ણી જનોને યુકિત બતાવો, વિભુના દરશન યોગ્ય કરો. મોજકરો.

(ચિત્રલેહાની વિનતિથી સુદરશનને ભલામણ કરે છે)

ગીતી.

અરે સુદરશન દેજે, જાવાનિરે વિઘને તું આ નારી,

કૃષ્ણ ચંદ્રન એની, હાલચાલ આ પૂરણછે પ્યારી.

---

# પ્રવેશ ૭ મો.

સ્થળ. ઉષાનો મેહેલ.

ઉષા (ચિત્રલેહાની રાહા જોતી બેઠી ચિંતાદર્શક ગાયન ગાયછે)

રાગ પીલુનો બરવો.

(મેરે પ્યારેકા મીલનવા કેસેં હોય. એ રાગ.)

પ્યારા પતિરેવિના, મુને સુખ નવ હોય, ચિત્રલેહા ભાત
વેળારે. એ ટેક.

તુંરે ગઈ હજુ કેમ ન આવીરે, રખે મારગ વિઝરે વિઘન
થયું હોય. ચિત્રલેહા.

ગ્રીષ્મરૂતમાં આ આમ્રપક્વ, તેના રસના ભોગીને તું લાવે
સખીમોય. ચિત્રલેહા.

## રાગઝીંઝોટી–જંગલો.

(પનીયાં મેં કેસે તો ભરૂં-છોટી નનદીયાં એ રાગ.)

રખે તુને વિઘન પડયું, સખી મોરારે. રખે તુને. ટેક.

મુજ પ્રાણ માટે તુજ પ્રાણ હાની, સુદરશન રખેરે નડ્યું.
સખી મોરારે.

માત ઉમાહુંધ્યું તવ ભઈશે, વરદાને ચિતનો અડ્યું. સખી
મોરીરે.

તુંરે દુખીતો મુજ દુખ સીમા, સુખ પત્ર ઉર્ગાને ખડ્યું.
સખી મોરારે.

## રાગ ભૈરવી.

(શિવધનુ કઠન કઠોરરે માઈ, અતોસ કુમાર ગાત્ર રેધુ રાઈ
એ રાગ)

કામ કુંવરનું સૌંદર્ય જોઈ, ચિત્રલેહા રખે ગઈ હોય મોહી
એ ટેક.

આરે બંધ નહી છુટ્યે એની, આ દુખમાં પાછી આવે
નસોઈ, કામ કુંવરનું.

રૂપ અન્યો અન્ય ઓછું નથીરે, પ્રાણ પતિ રખે ગયારે મોહી.
કામ કુંવરનું.

શુંરે જવાબ હું દઈશજ એને, પ્રધાન પક્ષથી પુછશે કોઈ. કામ
કુંવરનું.

દુખી અવસ્થા કાઢવી મારે, સખીને પીયુ બંનેરે ખોઈ. કામ
કુંવરનું.
(એવામાં ચિત્રલેહા હીંડોલો લઈ આવી, તેમાં અનિરૂદ્ધ શયન
કરેલ છે,
નિદ્રાવશ પતિને જગાડવા તત્પર થાયછે ત્યારે ચિત્રલેહા મના
કરેછે તેથી તે પ્રત્યે.)

રાગ.

આપણે છે હાથ, એની આપણે છે હાથ, હવે બંધો એલ
એની, આપણે છે હાથ. એ ટેક.
વશ એને કરવા એ, આપણું છે કામ.
રજા દેતો જગાડું હું, ધરી હવે હામ. આપણે છે હાથ.
પ્રિતિ એની જો ન પામું, જાણુ મારી ખોડ,
આચ્છાદિત મુખ એનું, જોવા મુને કોડ; આપણે છે હાથ.
વિરહ જવાળ મારી હવે, કરૂં એની શાંત,
શીતળ જળ સ્વામિ મળ્યા, પહોંચી પુરી ખાંત; આપણે છે હાથ.
અનિરૂદ્ધ—(ઉષા પગનો અંગુષ્ટ ચાંપી જગાડેછે ત્યારે જાગી
ઉંચે દ્રષ્ટી કરી અચંબો પામીને )

ગજલ.

( રામ ચાલતો, ઈંદ્ર સભાની ગઝલની ઢબનો.)
આહાહા હું તે કયાં છું, આતે કોનું દીસે ધામ,
થાઉં અજાયબ કોણ મુને, લાવ્યું આણે ઠામ,
આતે સ્વપન આવ્યું છેકે, જાગતો હું જોઉં.
સૂઝ મુને નાંહીં પડે, ધૈર્ય હું તો ખોઉં.

આ દ્વારિકાં નગર નહીં, નહીં આ મારૂં ધામ,
આ હીંડોલો જમીન ઉપર, કેનું આછે કામ.
ડાકિનિ શાકિની, મુંને કોણ લાવી ક્રુર.
. ચાલ બેઠો થઈને દેખું, ભ્રાંતિ થાય દૂર.

ચિત્રલેહા–(અનિરૂદ્ધ સંકાપ સ્થળ જાણવા જિજ્ઞાસા બતાવેછે ત્યારે હકીકત નિવેદન કરેછે )

ગજલ.

(આતાહે બજારમે ઝોલા ઈજારાબંધ—એ ચાલ.)
શુણોરે વાત કામ કુંવરે આ એકાંત ધામ,
પુત્રી બાણાસુર કેરી, રહીછે આણે ઠામ. શુણોરે.
નામ તેનું કહાવે ઉષા. બેઠી આપ પાસ.
તમને મળવા તેને હતી, પુરે પુરી પ્યાસ. શુણોરે.
સ્વપને તમે આવી તેનું, ચિત્તહર્યું આ ઠામ.
સાહસ કરી તમને લાવી, હુંતો આણે ધામ. શુણોરે.
સુખ પમાડી કરો એની, શાંત વિરહ જવાળ.
પાણી ગ્રહણ કરો એનું, એછે મુગ્ધબાળ. શુણોરે.

ગજલ.

ઉષા—(ચિત્રલેહા પ્રત્યે) ઈંદ્ર સભામાં ગવાતી ઢબની)
સર્વ મારૂં એછે એની, એછે મારૂં ધન.
એછે મારા પ્રાણ પતિ, એછે મારૂં મન.
તન મન મેં અરપ્યું એને, વિયાહ્યું હું એની.
ચાહિતો જીવાડે મૂને, ચાહે મારે એની.

(જ્યારે અનિરૂદ્ધ કોહેછે કે આવી રીતે શાસ્ત્ર વિરૂદ્ધ તથા મારાં

માત પિતાની સમ્મતિ વિના તારો અંગિકાર હું કરવાનો નથી ત્યારે તે પ્રેત્ય દ્રષ્ટાંતોથી )

ગજલ (ઇંદ્ર સભામાં ગવાતી ઢબની)

કૃષ્ણજી ગયા મણી લેવા, આપવા સત્રા જીત
જાંબુવંતિ પરણી લાવ્યા, હશે શાસ્ત્ર રીત.
નરકાસુર મારી સોળ, સહસ્ત્ર લીધી નારી.
કહો એ શાસ્ત્રરીતી હતી, લગ્ન વિધી ભારી.
રૂક્ષ્મણીનું હરણ કીધું, ગ્રહ્યો રાધાનો હાથ.
માત પિતાની લીધી હશે, સંમતિ કહો નાથ.
કુબજાને પણ મુકી નહીં, તમારા દાદા કૃષ્ણ,
આડી વાત શાને બોલો, શીદ કઢાવો પ્રશ્ન.

રાગ ઉપરનો.

અનિરૂદ્ધ—ગમે તેમ તું કહે ઉષા, તોપણ જાદવતન.
ક્ષત્રી પુત્રિ પાએ નહીં, પરણુ એકો અન્ય.
દાનવની તું પુત્રી કહાવે, બાણ બલીઅસૂર
વૃષ્ણી કુળવીર કેમ, પરણું તુંને દૂર.

ઉષા—રાગ કલ્યાણ ( અંગ્રજી વાજાંમાં ચાલતી ઢબનો )
પિયુપરમ પ્યારા, શીદ બાળે દિલ મારા, અતી વ્યાકૂળતો હતીરે
હું વિના તારા, પિયુપરમ, એ ટેક.
વારે વારે પ્યારા તારૂં, સંભારીને નામ
રટણ કરતી અહીં રહીછું. બેઠી આઠેજામ. પિયુપરમ પ્યારા.
અબળા બે આ-મેહેલે રહી એ, રીપુ હમારા બાપ,

કટુ વચન શીદ સ્વામિ બોલી, -હૃદયે મુકો કોપ. પિયુપરમ.
સુખની આશા મારે મોટી, કરીએ મોજ વિલાસ,
દાસીવત્ નિશદીન હાજરછું, કામ કુંવરની પાસ. પિયુપરમ.

ચિત્રલેહા (ઉષાનો પક્ષ કરી અનિરૂદ્ધ પ્રત્યે)

રાગ ગજલનો ( ઇંદ્રસભામાં ગવાતી ઢબની )

સાંભળો સાંભળો સાંભળો તમે, જાવદ કુળના તન
સત્ય સરવ જાણું છુંહું, અદ્યપિ રહી મૌન્ય.
વામન વેશે વિપ્ર કૃષ્ણ, ઉષાના દાદા પાસ.
બળી પાસે ભિક્ષા માગી, જમીન ધરી આશ.

( ઉષા પ્રત્યે બ્રહ્મ સદન જવા રજા લેતી વેળા )

રાગ ઝીંઝોટી (દાદરો)

કરવિલાસ કરવિલાસ કરવિલાસરે, તુજને તારો સ્વામિ
સોંપ્યો કરવિલાસરે એ ટેક.

શ્રમ કરીને લાવી પહોંચી તારી. આશરે. તુજને.
આજ્ઞા મુજને આપ, અનિરૂદ્ધની નારરે. તુજને.
બેનું અજરાય, આપે, એ વિચારરે. તુજને.
બ્રહ્મ સદન જાવું મારે, થાય વારરે. તુજને.
અવતાર તુજ અરથે બેની, લીધો ધારરે. તુજને.
યાદ કરતાં આવીશ બેની, ધણી એ વારરે. તુજને.

ઉષા—(ચિત્રલેહા જવા આજ્ઞા માગેછે તેથી ઉદાસ થઈ તે પ્રત્યે.)

રાગ.

શી રીતે સહુંરે બેની શી રીતે સહું, તુજ વિયોગ દુઃખ બેની,
શી રીતે સહું.

પિતા માત તું છે મારી, તનયા છું હું,
ખરૂં સગું વહાલું એની, સર્વે છે તું, શારીતે.
લેશ હું જમીશ એની, વિશ્વપજતું,
તુજને જમાડી ભુપ, જમીશજ હું. શીરીતે.
તુજ વિયોગ દુઃખઘડી યુગ સમનું,
એક દૂખ મટાડીને, બીજું દેછે તું. શારાતે.

ઉષા (ચિત્રલેહા ગયા પછી પતિવિલાસમાં નિમગ્ન થઇને)

રાગ બરવો.

પિયા મોરારે, વર્ષારૂતુ આવી સાર. એ ટેક.
નભમંડળ ઘનગર્જના, દમકે દામની જોર;
નૃત્ય કરેભૂ ઉપરે, રમ્યકળા કરમોર. પિયામોરારે.
કોકિલ સુસ્વરથી કુરે, ચકવાચકવી સંગ;
પંચમશ્વર સુનતાં પિયુ, ઉપજે મુને અનંગ. પિયામોરારે.

અનિરૂદ્ધ રાગ સદર.

પ્રિયામોરીરે, રહું હુંતો સદા તારે સંગ;
તુજ જીવ્હા અમૃત ઝરે, મુખતુજ પૂનમચંદ;
ઉરતારૂં મુજ ઉરવિશે, અહો પ્રિયા આનંદ; પ્રિયામોરારે.
પ્યારી મારી અંગના, કરીએ હવે વિલાસ.
મુને દ્વારીકાં ગામની, નથી હવે કંઇ આશ. પ્રિયામોરારે.

# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ. ઉષાનો મ્હેલ.

ઉષા (કુંભક પ્રધાને તથા બાણાસુરે માળ ઘેર્યોછે ને અનિરૂદ્ધ ઉતરવા તૈયારી કરેછે ત્યારે.)

ગજલ (ઇંદ્રસભામાં ગવાતી ઢબની)

સમજાવો સોવાર સ્વામિ, નહીંરે જાવાદેઉં;
આટલા પ્રયાસે પામી, ક્ષણમાં કેમ ખોઉં.
દુષ્ટ હે કૌભાંડ તે, આ કૃત્ય શુંરે કીધું;
ડાટ વળજો તારો, આવી અહીંએ દુઃખ દીધું;
અંગ સકોમળછે સ્વામિ, બરછી ફરસી ઘાય;
કાળું ગોરૂં થાય પછી, કેમ જોયન જાય.

અનિરૂદ્ધ રાગ સદર.

શુણ પ્રાણપ્રિયા મારી, તું ભીરૂ સ્વભાવ,
ક્ષત્રીપુત્ર જાણ હુંછું, જાણું સરવ દાવ;
ગ્રુપમુને લાવી તુંરે, કેમ ગુમાવું લાજ;
હુંછું પૌત્ર કૃષ્ણ કેરો, કરીએ એવાં કાજ.

ઉષા રાગ સદર.

સ્વામિ તમે સત્ય કહોછો, પણ છે દળ અપાર;
જીતવાને આશ રાખો, એ વૃથા વિચાર;
કહોતો અહીંથી ઉતરીને, જઉં પિતાની પાસ;
શીર મારૂં પ્રથમ છેદે, પછી તમારી આશ.

**અનિરૂદ્ધ** રાગ સદર.

અરે મારી અજ્ઞાન પ્રિયા, શું બોલે વચન.
તુજ માટે તેને થયુંછે, આ સકળ વિઘ્ન;
નિશ્ચે તુંને મારે અસુરે, દેખે જેણીવાર;
શીરીતે તુંને બચાવું, એમ બને જો નાર;
પણ પરાક્રમ કરવું મારે, જો બેઠી આ ઠામ;
હારિકાં તુંને દેખાડું, કરવું મારે કામ.
દેખ આરે સૈન્ય આવ્યું. ઘેરી લીધો માળ;
કાયર થાઉં તો અહીં તે, આણે આવી કાળ.
મારૂં ઝપટ ઉડી પડું, ભુંગળ આવું આપ;
સૈન્યને વિખેરી નાખું, કરીને કાપા કાપ.

રાગઓખાહરણનો.

કન્યાએ ક્રોધ ચડાવીયો. એ ચાલ.

**ઉષા**—સ્વામી નવ કરશો સંગ્રામ, પાયે પડી પડી તમને કહુંરે.
**અનિરૂદ્ધ**—ઘેલી નાર શું બોલે આમ, પાછો પગ હું યુદ્ધથી કેમદઉરે.
**ઉષા**—મારી ફરકેછે જમણો ચક્ષુ પિયુ. શુકન એ નહીં શુભનુંરે.
**અનિ**—પ્રિયા એમ ડરે નહીં દક્ષ, લક્ષણ હોય નહીં હવે લુબ્ધનુંરે
**ઉષા**—સ્વામી મૂકો અસુરનો સંગ, મારી પાસે બેશી રહો માણીયે.
**અનિ**—પ્રિયા શુંરે કરૂં તારૂં અંગ, દાદા કૃષ્ણને લાજ લગાડીયેરે.
**ઉષા**—આમાં ઉગરવાનો ઉપાય, પિયુ હુંતો કાંઇ નથી દેખતી રે.
**અનિ**—ત્યારે બેશી રહે શું થાય,લક્ષણ વીરનાં તું નથી લેખતીરે
**ઉષા**—સિંહ યુથમાં મૃગનું બાળ, સ્વામિ એત વાળ્યોછે અંગમાંરે.
**અનિ**—જાણ ગજ યુથે સિંહબાળ,પ્રિયા મોહમાં બોલે અનંગમાંરે
**ઉષા**—(અનિરૂદ્ધ નીચે ફલંગ મારવા તૈયાર થાયછે તે વખતે)

**રાગ પીલુ બરવો.**

સુનો સુનો સુનોરે પીયા, નાથ નીચે પાંઊ ના ધરો. સુનો,
અસુરકા દલ મોટી, કમર કસત ખોટી, મેરે ખાતર દીલમે
ડરો—નાથ નીચે.
ક્રુરતામે નાંહી ખામી, સકોમલ મેરે સ્વામિ, ઉસકે સંગે જય
ક્યું કરો. નાથ.

ઉષા—(જ્યારે અનિરૂદ્ધ નાગપાસથી બંધાયછે ત્યારે ઉષાની પોતા પ્રત્યે વિનર્તા)

**રામ સીંધાનો કનરો.**

પ્યારારે પિતા મુજ, પિયુકું ઉગારો, ચાહોતો પિતા મુઝે બેશક
મારો. પ્યારા.
વોહે સકોમલ તરૂણ અવસ્થા, યહ પાશ બિશે ઉને મત
ડારો. ચાહો તો.
સપ્ત જનમ મે ઉસકું વરીહું, યહ પાસ મેરા કેસે નિકારો. ચા.

— :0: —

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ દ્વારાંમતિ.

કૃષ્ણચંદ્રનો મેહેલ. અતઃપુર.

રતિ—(કૃષ્ણચંદ્ર તથા યાદવના નિકટ સંબંધી મંડલની સમક્ષ. અનિરૂદ્ધનું હરણ થયાથી, ધરણી ઢળી વિલાપ કરેછે)

**લલિત છંદ.**

અરર રાત્રિમાં, કૃત્યશું થયું, અરર પૂત્રરે કોણ લૈ ગયું,
અરર ડાકિની કોણ શાકિની, જઇ હરી ગઇ, પૂત્રને છિની.

અનિરૂદ્ધા તુને, નાહીં શૂદ્ધરે, શસ્ત્ર અસ્ત્રની નાંહિશુદ્ધરે.
અશન પાનનું, ભાન તો નથી, અરર કર્મની, શું કહું કથી.
જ સુરજી કરો, વારે વેગથી, અસુર મોહને, મારતા અતી.
યદુપતી તમે, સધરે ચડો, અસુર યૂથનો ઘાટ જૈ ઘડો,
અરરરે કર્યું જોઉં મૂખરે. અરર દેવતે, દીધું દૂખરે.
નિશિ વિષે કદી, બ્હારનાં જતો, યમ ગૃહે પડી કષ્ટ પામતો.
કરણિ શું કરી, બ્રહ્મની સુતા, તનય માહરો, લૈ ગઇ મુદા.
દિયર જ્યેષ્ટજી કૃષ્ણને કહો, ઉદ્ધવજી તમે ધ્યાનમાં લહો;
મુજ લલાટમાં આ અભાગરે, સુત વિના કરૂં પ્રાણ ત્યાગરે;
સુતવિના મને લેશ નૈ ગમે, અરર જેષ્ટજી હળધરો તમે;
અરર કૃષ્ણજી વાર નાકરો, ગરૂડને વિષે, પાય જૈ ધરો.

---

# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ શોણીતપુર—રાજકચેરી.

કૃષ્ણનો અનુચર (રાજકચેરીમાં આવીને બાણાસુર પ્રત્યે.)

ગીતી.

જાન લઇને આવ્યા, કૃષ્ણદ્વારિકાંધિશ શોણિતપુરમાં
લગ્નપત્રિકા સંગે, લાવ્યોધું હું તે ધારો ઉરમાં.

બાણાસુર (પ્રત્યુત્તર દેઇ)

ગીતી.

ભલે કૃષ્ણ તુજ આવ્યો, પુત્ર લગ્નની આશધરી ઉરમાં;
વધાવું આ શસ્ત્રોએ, જાનીવાસો આપું યમપુરમાં;
પ્રજ્ઞા—(જ્યારે શીવ તથા કૃષ્ણનુ ઉગ્રયુદ્ધ જામ્યુંછે. ત્યારે પૃથ્વી

તથા દેવમંડળ પ્રેરિત ચતુરાનન આવી બંનેની સ્તુતિ કરેછે.)

રાગ બીહાગ.

(નિભાવોરે બાંહે અહેકી લાજ એ રાગ.)

હરીહરરે છોડી દીયો યુધ આજ એ ટેક.

ઉરવિષિશે ઉતપાતજ વરતે, કોપકરો કોણકાજ હરીહરરે.
યદુપતિ આગ્રહ મૂકો મુરારિ, શંભુ તમે ભોળારાજ. હરિહરરે.

કૃષ્ણ (યુદ્ધ થઈ રહ્યું ત્યારબાદ દાનવ, તથા યાદવમંડળ બેઠુંછે. તે મધ્યમાં નારદમુનિ સૌને પોતપોતાની ટેક પુછેછે ત્યારે પ્રથમ કૃષ્ણનો પ્રત્યુત્તર.)

ગજલ (ઈંદ્રસભામાં ગવાતી ઢબની)

ભક્ત વચન સત્યકરૂં, એછે મારી ટેક;
અમો હરીહર એમ કરીએ, પરસ્પર વિવેક.
પારથ વચન સત્ય કર્યું, મેં તજી મુજ ટેક;
ભિષ્મવચન સત્ય કર્યું, ચક્ર ધર્યું એક.
શંકરે જે શ્રાપ દીધો, કરવા મારે સત્ય;
શ્રાપ મારો સત્ય કરે, એહ પાશુ પત્ય.
કર્મમાં નિમગ્ન મુંને, દેખોછો અત્યંત;
હું વિરક્ત સર્વદાછું, જાણે જ્ઞાનવંત.

બલરામ ( પોતાની ટેક વિશે કહેછે. )

રાગ સદર.

કૃષ્ણનો વિચાર તેહ માહરો વિચાર.
કૃષ્ણચરણ કમલમાં છે. મારો પૂર્ણ પ્યાર.
હળ ધરીને વાંસે ફરૂં. હળધર મુજ નામ.

આવવું અવશ્ય મારે. હોય આવું કામ.
કંસનગરમાં ગયો તો, કૃષ્ણ કેરી સાથ.
ભીડતાં ડરૂ ન કદી. આભ સાથે બાથ.

શંકર ( પોતાની ટેક કહી દેખાડે છે. )

ગજલ રાગ સોરઠની.

( ગૈ એકલ એક હવા પલટ એ રાગમાં )

સુનો નારદ મુજ ખ્યાલ તુમ, મેંને ટેક એક રખી બડી,
તપ કિંમીત જો કરે કોઉ, હું પ્રસન્ન પૂર્ણ તદા હોઉં.
વરદાન દેઉં પીછે મુંજે, સતાવે તો જાઉં કોપે ચડી. સુનો નારદ.
એસ વિપરિત રચું સહી, મેરા ખ્યાલ આમ જમોનહીં,
વો ફિકર રહે ફેર કૃષ્ણકું, મેરા કીયા સત્ય કરે લડી; સુનો નારદ.

બાણાસુર—(નારદમુનિએ પુછયું કે આ બધાં વૃતાંતપરથી તમે શી શિક્ષા લીધી તે કહો ત્યારે પોતે કહેછે)

ગીતિ.

હું ઉન્મત્ત થયોતો, કૃપારૂપ આ શંકર વર પામી.
હજાર હસ્તો આપ્યા, તોપણ ભીડી બાથ પ્રભુ સામી.
થયો કૃતધ્નિ ગર્વિ, મુજને શિક્ષા કરી કૃષ્ણ આવી.
હજાર ભુજતો છેદ્યા, ઉપર ઉષાને દઉં પરણાવી.
શિક્ષા આપી સારી, મુજ દ્રષ્ટાંતે સજો દિલધારી.
ગજન ગર્વ સરવના, કર્તા વિષ્ણુ છે જગહિતકારી.

ઉષા—( જે વખતે કારાગૃહમાંથી તેને લાવ્યા ત્યારે ત્રણે પિતાની સ્તુતિ કરેછે )

રાગ ભૈરવ.

નમું શંકર કૃષ્ણ બાણુ પિતા.

આપ પરસ્પર એકત માયા, સંકટ સહન કર્યુંરે સુતા. નમું૦
મમ પિતાનું વચન વિચારી, કૃષ્ણ પધાર્યા જગતપિતા. નમું૦
હુંછું કૃપાનું પાત્ર તમારૂં, તવ હસ્તછે મુજહિત અહિતા નમું૦

ચિત્રલેહા—(પોતાની પ્યારી સખી ઉષાના વિવાહનો માંગલ્યોત્સવ શુભારંભ થતો જોઇ બ્રહ્મસદનથી આતુરતા ભર એકદમ ઉતરી આવી પોતાનો અત્યુત્કર્ષ હર્ષ ગાયનથી દરશાવે છે.)

રાગકાલિંગડો.

આનંદ થયો ઉરે મારા, કોડ પુરા થયારે બેની તારા—આનંદ.
જુગતા જુગતિ જોડી મળીછે, પ્રાપ્ત થયારે પતિપ્યારા—આનં
જે શ્રમ લીધો આ ચિત્રલેહા, સફળ કર્યા તેં પિતુ મારા—આનંદ.

કવી— ગીતી.

ઉષાહરણ કરણથી, શ્રવણ કરી સૌ સાર ગ્રહણ કરશો.
કૃષ્ણ ચરણમાં અરપણ, કાવ્ય કરી આ દોષ ક્ષમા કરશો.
અલ્પમતી અજ્ઞાની, કવિ મતિ માની નથી હું વિજ્ઞાની.
વાઘ વિનંતી જાણી, તજશો પ્રાણી દેશહિતે હાની.

